નરસીંહ મેહેતાનું

# માહમેરૂં તથા હુંડી.

નાટક ૪ અંકી.



આ નાટક "નીતીદર્શક નાટક મંડળી," એ ભજવી બતાવ્યોછે, અને એ આપણા નાટક ગુલ અફશાન ચોપાન્યામાં દાખલ કરવામાં આવ્યોછે.

રચનાર.

**અમરતલાલ નારણદાસ લ્હેરી.**

મુંબઈ:
રાપન પ્રીનતીંગ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૮૩.

કિંમત ૦

નરસીંહ મેહેતાનું



# માહમેરૂં તથા હુંડી.

---

નાટક ૪ અંકી.

---

આ નાટક "નીતીદર્શક નાટક મંડલી" એ ભજી બતાવ્યોછે, અને એ આખો નાટક **ગુલ અપુશાન** ચોપાન્યામાં દાખલ કરવામાં આવ્યોછે.

રચનાર.

**અમરતલાલ નારણદાસ લેહેરી.**



મુંબઈ:

રીપન પ્રીનતીંગ પ્રેસમાં છાપ્યું છે.

---

સને ૧૮૮૩.

---

**કિંમત ચાર આના.**

પરમ સ્નેહી

શેઠ ઈશ્વરદાસ જગજીવનદાસ સ્ટોરવાલા,

આપણી 'સ્ટોર'ની અટકથી ઘરની જૂના વખતની પ્રસીદ્ધી, સુરત શેહેરના ખીલતા ઉદ્યોગ, રૂના કારખાના વીગેરેના ડૈરેકટર તરીકેની એક ફતેહમંદ વેપારી દાખલની શોદાગરી મંડળમાં આપની પ્રસીદ્ધી અને સુરતની મ્યુનીસીપાલીટીના મેંબર દાખલ સુરતની પ્રજાના ઉપ્યોગી કામમાં આગેવાની દાખવો છો એ આપની યોગ્ય કીર્તિથી હું બહુજ પ્રસન્ન છું અને આપનો મારા ઉપર ઘણાં વર્ષનો સ્નેહ હોવાથી અને આપે જે કેટલીક સાહાયતાથી મને ઉપકૃત કીધો છે તેનું નિત્ય સ્મર્ણ રેહેવા સારૂ અને આપ મારા કાવ્ય તરફ જે પ્રીતીથી જુવો છો, તેની એક નજીવી છાપની દાખલ આ લઘુ ગ્રંથ આપને માનયુક્ત અર્પણ કરૂં છું તે માન્ય કરશો.

તા૦ ૧૦મી મે ૧૮૮૩. નાટક કર્ત્તા.

# નાટક પાત્ર.

| | |
|---|---|
| નરસીંહ મેહેતા | એક નાગર બ્રાહ્મણ, પાછલથી સન્યાસી. |
| કુવરબાઇ | તેની દીકરી. |
| લખમણગડ | નરસીંહ મેહેતાનો ચેલો. |
| રસીકદાસ, હેમચંદ, ચુનીલાલ | નાણાવટીઓ. |
| શ્રીરંગ મેહેતા | કુવરબાઇનો સસરો. |
| વડસાસુ | તેની સ્ત્રી. |
| કપટકોર | તેની દીકરી. |
| હીરાલાલ | શ્રીરંગ મેહેતાનો ભત્રીજો. |
| ખોખલો | એક ગોર. |
| શીવકોર | તેની સ્ત્રી. |
| જેકોર, મંગલાગવરી, વીજયાગવરી, ધનગવરી, વીદ્યાગવરી, જયગવરી | નાગરણો. |
| દામોદર ડોશી | શ્રી કૃષ્ણ. |
| અરજુન, અકરૂડ, નારદ, બલદેવ | તેના સાથીઓ. |
| લક્ષમીજી, સુભદ્રા, રૂક્ષમણી, રાધા, જાબુવંતી | શ્રી કૃષ્ણની બઇરાઓ. |

સાધુઓ, તીરથવાસીઓ, જાત્રાળુ, કાબા, વગેરે, વગેરે.

# નરસીંહ મેહેતો,

## એક નાટક.

—•••—

## અંક ૧ લો—પ્રવેશ ૧ લો.

### સ્થલ—નરસીંહ મેહેતાનું ઘર.

(કેટલાક સાધુઓ અને નરસીંહ મેહેતા બેસી ભજન કરે છે.)

બધા સાધુ—

ભાઈરે સંતો ભાવે પ્રભુને ભજીએ
જુઠું સંસાર જાણીને તજીએ  ભજો.
મારા કોની કાયા કોની, મમતાને શું કામ સજીએ,
પુત્ર માતા બેન બહેની કોનાં, પોતાવો શીદને લજીએ—  ભજો
પંચ ભુતની કાયા કરી છે, ઉપકાર હરી કરે હજીએ,
ધ્યાન ધરો પ્રભુ ધારીને તેનુ સ્તવન કરીને સમજીએ—  ભજો.
તીરથ વાસના તુચ્છ ગણીને નીરાદીન પ્રભુ ગરજીએ,
પરેમ થકી સહુ પ્રારથના કરજો. હેત થકી સરજીએ—  ભજો.

(બંદગી કરી રહ્યા પછી ચાર તીરથવાસીઓ દાખલ થાય છે.)

૧ લો તીરથવાસી—ભાઇ, આપણે બધે ફરી વળ્યા, પણ કોઇ આપણને દ્વારાકાની હુંડી લખી આપતું નથી.

૨ જો તીરથવાસી—ભાઇ, શું કરીએ ત્યારે હવે? કેમ કરવું?

૩ જો તીરથવાસી—હું તો હવે ફરી ફરીને થાકી ગયો છું. આપણે તો આ બેઠા.

૪ થો તીરથવાસી—બેવકુફો, શ્લોકમાં નથી કહ્યું કે પુછતા નર પંડીતમ.

૧ લો તીરથવાસી (ચોથાને)—તમારાં ડાહપણની વાત તો ઓરજ છે, પણ ચાલો વખત નકામો વહી જાય છે.

(તીરથવાસીઓ જઈ સઘલા સાધુઓને પગે લાગે છે.)

નમો નારાયણ.

સાધુ—નમો, નમો:

નરસીંહ મેહેતા—બેસો ભગતો, બેસો. તમારા બધાઓનાં મુખ ઉદાસ કેમ થઇ ગયાં છે? બોલો, પરમાત્મા એટલે પરીપુર્ણ ભગવાન, જે જગતનું કલ્યાણ કરે છે, તે તમારૂં પણ કલ્યાણ કરશે.

૧ લો તીરથવાસી—માહારાજ, બજારમાં તમામ શરાફોની દુકાને ફરી વલ્યા પણ કોઇ દ્વારીકાની હુંડી લખી આપતું નથી, ને એક બે જણે આપનું નામ દીધું છે, માટે આપ કૃપા કરશો?

નરસીંહ મેહેતા—ભાઇઓ, અમે સાધુ સંત, અમારે ત્યાં શરાફી શેની? કોઇએ તમારા ચેષ્ઠા કરી હશે. પણ ફીકર નહીં. અમારા સ્નેહી ત્યાં શામલશા રહે છે તે તમને સ્વીકારી આપશે. હું હમણાંજ લખી આપું છું.

૨ જો તીરથવાસી—જો આપ અમારૂં એટલું કામ કરશો તો અમે સૌ આપના આભારી થઇશું.

૧ લો તીરથવાસી—આ રૂપૈયા ગણી લ્યો.

નરસીંહ મેહેતા—તમે ગણેલા છે કેની? અમને ગણવાની કંઇ જરૂર નથી. રૂપૈયા કેટલા છે?

૨ જો તીરથવાસી—માહારાજ, આ પાંચસોનો હકબંધ તોડો છે, ને આ બસો રૂપૈયાની આ બે થેલીઓ ને આ એક ઉપર. જુમલે રૂપૈયા સાતસો ને એક.

નરસીંહ મેહેતા (એક સાધુને)—લખમણગડ, જાવ આ રૂપૈયા ભંડારમાં મુકો, અને દફતરમાંથી કટકોકોર કાગદ લાવો કે હુંડી લખી આપીએ.

લખમણગડ—હા માહારાજ, આપની આજ્ઞા માથે ચડાઉં છું.

(રૂપયા ઊંચકાતા નથી તેથી પડી જાય છે.)

૨ જો તીરથવાસી—દુધપાક ને માલપુડા ખાઇને માતેલો બન્યો છે, ને આટલું ઊંચકાતું નથી શું? હીંડ હું ઊપાડું.

(ઉપાડી અંદર લઈ જાય છે. લખમણગડ તેની પાછલ જાય છે અને અંદરથી ખડીઆ કલમ લઈ આવે છે.)

લખમણગડ—લ્યો માહારાજ દુવાત કલમ અને કાગદ લખી આપો.

(નરસીંહ મેહેતા હુંડી લખીને પેહેલા તીરથવાસીને આપે છે.)

૪ થો તીરથવાસી—લાવો હું જોઊં, માહારાજ, મુદત કેટલા દી-વસની નાખી છે, ને હુંડીઆમણ કેટલા ટકા કાપવાનું લખ્યું છે?

નરસીંહ મેહેતા—ભાઇ, તુરત મુદતની હુંડી લખી આપી છે. તે હુંડીઆમણ કંઇ માંગશે નહીં.

૪ થો તીરથવાસી—આશ્ચર્ય છે માહારાજ! સેનેકુ લકડ ઓર હેનેકુ પથ્થર. ભાઇ, જોયું કે?

૧ લો તીરથવાસી—માહારાજ, કંઇ લખો તો સારૂં.

નરસીંહ મેહેતા—અમારા શામલશા કંઇ લોભયા નથી, માટે હવે તમે બેલાશક જાઓ.

(તીરથવાસીઓ હુંડી લઇને જાય છે.)

લખમણગડ—માહારાજ, હવે એ રૂપૈયાનું શું કરવું?

નરસીંહ મેહેતા—કાલે વતીપાત છે માટે સાધુસંત જમાડી નાખીશું.

લખમણગડ—ભોજન પાક શું કરવું, મોદક કે માલપુડા?

બીજા સાધુ—દુધપાક સાથે જોઇએ.

નરસીંહ મેહેતા—તમે સરવે ખુશી થશો એ ભોજન કરીશું.

લખમણગડ—નક્કીજ કરો કે મોદીને વરદી આપીએ.

બીજા સાધુ—માલપુડા ને દુધપાકજ.

નરસીંહ મેહેતા—જેમ તમારી સઘલાની મરજી.

(સાધુઓ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### જંગલનો દેખાવ.

(કેટલાક લુટારાઓ દાખલ થાય છે.)

૧ લો કાબો—હરભંમ કીંઅજ તડાકો ભડાકો પંદો કે ન?

૨ જો કાબો—તડાકો તો કાનુડેજે હથ આય. બાપુડા બાહીં અજજે માહે શકને પ્રમાણે તો માનીને કાંધો પણ જોયણો ઘણો મુસ્કેલ આય બાપુડા.

૩ જો કાબો—અરે સઘળા છોકરા રાહોતો ખાણહે પછી શીકાર કીનતે જોડે દ્વારીકાજી વાટ જલી તેથી વેંધાશી એટલે કોઇને કોઇ ભગત જણ્યો અચીંધો.

૧ લો કાબો—તેમાં કુદો ફેર પાણુજી ચીંતા દ્વારીકા ધીશકેઆય.

૩ જો કાબો—સેઇ મુરખ સમજે કેડાતો વેએડા પણ હુહા અઈણુ. ખાઇગીનું.

૨ જો કાબો—આઉં તો મુજયો અમલ (અઈણુ) પણ ગરે ભુલી આ૦યો અંઇ.

૧ લો કાબો—દરા ભાઇ કરસલ ચોખો મંગણીઉ કે ન.

૩ જો કાબો—આઉ તો વસીવેહો અઇઆં પણ શકાર મારયું ને હાનકે ખરાયું.

૨ જો કાબો—અરે ન દયો તો ગોર્યો એનમે મેણા કુરો મમાર્યો.

૧ લો કાબો—અરે ભા ચુપ મર ચુપ સંગ અચેતો કુરો.

૩ જો કાબો—હાર ભાઇત છેટે અઇનતે સુધી પણ કસુબા કાઢીગી-નું નકા ટંગાથીધાશી.

૧ લો કાબો—અરે વમરે વન હાણે પાણીજમો ભભુત ભરાઅચ જા રંગ પાણી ચડાઇઉં.

૨ જો કાબો—મથઉ થારે વગર રેન.

(જાય છે, અંદર અવાજ થાય છે.)

૩ જો કાબો—કો વરી કુરો થ્યો. શપબપ ખાંધી કુરો દોહેઆ ઉભરી અચા. (સંતાય છે.)

૧ લો કાબો—ભાઅન પ્રમાણે અજાણ્યુથી નત અસાભેરો નભને નસેઅલીતો કે આગડથી સાઉંના.

૨ જો કાબો—અરે ભા, આઉ પણ કહા ધજાતો ઉમદીઆં હોશી કેડી મારી વીધી હુઇ.

૧ લો કાબો—શેતો ખરો પણ હશંગ તો વડો આય. લકીરયો નકચેતી વેંધા. (સતાય છે.)

૩ જો કાબો—અરે છદયો છદયો ભગતે જયા છોકરામણે દીપેયીં વનાયો વેલા રૂપૈયા કેડા અઇન રૂપીઆ.

(લુતારાઓ સંતાય છે, તીરથવાસીઓ દાખલ થાય છે.)

૩ જો તીરથવાસી—ભાઇ, મારા પગતો થાકીને ગુમડા જેવા થઇ ગયા છે. આપણે તો આ બેઠા. મારા ભાઇ, ચાલ ચાલનીજ વાત.

જાણે કાસદુ કરવા નીકલ્યા હોય ને! ભલે તમારે જવું હોય તો જાઓ; પણ આ હુંડી જોઈ મારા પાસે છે. આપણે તો આ જંગલમાં એક કલાક પોઢવાના.

૨ જો તીરથવાસી—અલ્યા ભાઈ, જરા આગલ તો ચાલ, હવે તો શેહેર થોડુંજ દૂર રહ્યું છે.

૩ જો તીરથવાસી—તમારા કાન છે કે મહુડા સાંભલતા નથી, હું સાફ ના કહું છું, તમારે જવું હોય તો જાઓ, મારાથી તો નથી ચલાતું, વારૂં મને ઉંચકી લ્યો છો?

(લુતારાઓ અચળુચ તેઓપર હુમલો કરી તેમને લુટી લઈ નહાસી જાય છે.)

૧ લો, ૨ જો, તથા ૪ થો તીરથવાસી (ત્રીજાને)—આ તારી મોહો-કાણ અમને નડી.

૩ જો—નડી તો સદાવડી, આ જોયું આ. (હુંડી બતાવે છે.)

૧ લો, ૨ જો, તથા ૪ થો તીરથવાસી•(ખુશી થઈને)—અલ્યા, એ તો તેં બહુ સારૂં કર્યું. હુંડી ગઈ હોત તો આપણું સર્વસ ગયું હોત જો.

(એમ કહી એક બાજુએ બેસે છે, એટલામાં એક વણજાર આવે છે.)

### લાવણી.

૧ લો વણજારો—
યાલોની જાત્રાએ જઈએ,

૨ જો વણજારો—
દ્વારીકા જોઈ ખુશી થઈએ.

૩ જો વણજારો—
દરશણ કરી સુખ લઈએ,

૪ થો વણજારો—
ગોમતી સ્નાને સુદ્ધ થઈએ.

(તીરથવાસી તરફ જોઈને)

૧ લો વણજારો—
અરે ભાઈ કયાંના છો રહેવાશી,

૨ જો વણજારો—
કેમ બેઠા છો ઉદાસી.

૩ જો વણજારો—
પાઘડી લુગડાં કયાં જોડા,

૪ થો વણજારો—
કેમ બેઠા છો અહીં ભોડા.

૪ થો તીરથવાસી—

અમે જુનાગઢના વાસી,

૧ લો તીરથવાસી—

કાબા લુટી ને ગયા નાશી.

૩ જો તીરથવાસી—

જાવું છે દ્વારીકા ગામ,

૨ જો તીરથવાસી—

તમ સથવારે હમને હામ.

(વણજારાઓ પોત પોતાનામાંથી લુગડાં વગેરે તીરથવાસીઓને આપે છે.)

ગાયન.

[ઓ પાપી ચોર ચંડાલ—એ રાહ.]

બધા સાથે—

જાત્રાનો છે સંઘ, જાત્રાનો છે સંઘ,
મેળાવડો થયો છે સારો, જામ્યો ખુબ રંગ— જાત્રા૦

૧ લો વણજારો—

ડોશી તમે જલદી ચાલો, લગાડો નહીં વાર,
કાબાઓનું જોર ઘણું મારે તે શીકાર— જાત્રા૦

દીકરો—

કાકા મને કેડે લીધો, થાકી ગયો હું,
બધે લાડુ ઉડાવો છો, જોઈ રહ્યા શું— જાત્રા૦

ડોશી—

દીકરા ટાંટીયા ભાગી ગયા ચલાતું નથી,
દ્વારીકામાં દરશણ કરજે તું મારી વતી— જાત્રા૦

૨ જો વણજારો—

ડોશી તારો દીકરો જો દ્વારીકા જાય,
તું હીંમત કેમ હારે દુઃખી શીદ થાય— જાત્રા૦

દીકરો—

ડોળી કરી ઉંચકાવું માજી લોઈ પાસ,
ગામ આવે કે તરત કરું, થાઓ નહીં નીરાશ— જાત્રા૦

બે જણ—

[ ગલોરી ગલોરી એબીસીનીયા—એ રાહ. ]

ચાલો ચાલો ચાલો ચાલો ભાઈ ચાલો, જઈએ દ્વારીકા ગામ,
ઝટ ઝટ પોટલાઓ ઉંચકો રહેજો આપણ સંગાથ— ચાલો૦
લગભગ આવી પોંહોચયા છે, લાગશે હવે નહીં વાર— ચાલો૦
તોપણ ઉતાવલ કરવી, સઉ જન થઈ જાઓ તઈયાર— ચાલો૦

# પ્રવેશ ૩ જો.

## સ્થલ—એક રસ્તો.

રશીકદાસ—અલ્યા હેમચંદ, પેલા નેમચંદને તો હારો તડાકો પડે, તું જાણે છે કે નહીં.

હેમચંદ—એ શેનો ભાઇ, શું સુતરમાં કે રૂમાં? નારે ના, અફી-ણના સટામાં હશે!

રશીકદાસ—ના ના, ઝવેરાતમાં. વડોદરાનો સાહુકાર હરીભગતી છે કેની, તેને ત્યાં તેની આડત બંધાઇ ને ધુમ હુંડીઓ અવારનવાર લખાય છે. હાલ બજારમાં વડોદરાની હુંડી એની દકાન શીવાય શકતીજ નથી.

હેમચંદ—હોય ભાઇ, એની રતીનું જોર! જોને, બે વરસપર એ દકાનપર બેશીને માખીઓ નોતો મારતો. દહાડા કરે તે કોઇ ન કરે.

(ચુનીલાલ પ્રવેશ કરે છે.)

ચુનીલાલ—કેમ રશીકદાસ, આજ આંકડા ચુકવો છો?

રશીકદાસ—અમે કાલે મારા ગુમાસતાને પણ મોકલ્યો હતો કે તમે આંકડા ચુકાવી જાવ. પણ કાલે તમે આવ્યા નહીં.

ચુનીલાલ—કાલે બંદરપર અમારી ગાંસડીયો પરખવાને હતી, ત્યાં રોકાણ થયું.

(તીરથવાસીઓ દાખલ થાય છે.)

૧ લો તીરથવાસી—અલ્યા ભાઇ, શામલશા શેઠની દુકાન કહીં?

ચુનીલાલ—અંઇ તો કોઇ શામલશા છે નહી, તે છતાં હેમચંદ-ભાઇને પુછો.

(એક બીજા તરફ મોકલે છે.)

૩ જો તીરથવાસી—કેમ હું કેહતો નોતો કે આમાં કંઇ કાલું ધોલું છે. કોઇ જોગટાએ શરાફી કરી જાણી છે?

૧ લો તીરથવાસી—ભાઇ, આમ તો આપણી હાંસી થાય છે. હવે કરવું શું? મને તો કંઇ સુઝતું નથી. અજાયબ જેવી વાત છે કે એ સાધુએ આપણને છેતરયા.

૨ જો, તથા ૪ થો તીરથવાસી—લંગોટીઆઓ શું ન કરે!

(વાત કરતા આગલ જાય છે, અને શામલશાનો ગુમાસ્તો દુરથી આવી લાગે છે.)

ગુમાસ્તો (પુછે છે)—કોઇ જુનાગઢથી હુંડી લાવ્યું છે.

ચુનીલાલ—અરે હા, હવડાંજ ચાર જણ શામલશાને પુછતા હતા, તેજ કે? તમારૂં નામ શામલશા?

ગુમાસ્તો—નાજી, મારા શેઠનું નામ.

હેમચંદ—લ્યો પેલા આવે છે. (તીરથવાસીઓને હાંક મારીને) અલ્યા ભાઇ, તમને આ ભાઇ પુછે છે.

બધા તીરથવાસી (પાછા ફરી)—ભાઇ તમે અમારી મજાક શું કામ કરો છો? શું બલેલાને બાલવા એમાં તમે સારૂં સમજો છો?

ચુનીલાલ—જોયું, ભલાનો કંઇ વખત પણ છે.

રશીકદાસ—ભાઇઓ, તમારી મજાક નથી કરતા, પણ આ ભાઇ તમોને બોલવા નીકલ્યા છે.

૩ જો તીરથવાસી—શું બોલવા નીકલ્યાછે? બોલી બોલીને અમારા જોડા પણ ફાટી ગયા ને ઘાંટાં પણ બેશી ગયાં, ને તમને તો વલી એ-ખટાજ સુજે છે.

ગુમાસ્તો—ભાઇઓ, આમ આકલા શું કામ થાઓ છો. બે દીવસ થયા રૂપૈયા અનામત મુકી રાખ્યા છે. અમારા શેઠ કહે છે કે તમે લઇ ગયા નહીં તેથી અમારા કશુર નથી માટે અમે બે દીવસની તેરીખ આપીશું નહી.

૩ જો તીરથવાસી—અરે ભાઇ, મુદ્દલજ મલશેતો પાડ માનીશું. અમારાં તો હોશ ને કોંશ ઉડી ગયા છે. અધુરામાંરસ્તે કાબાઓએ લુટયા તેથી પાસે કોડી સરખી પણ નથી. ત્રણ ત્રણ દીવસની તો લાંગણો પણ થઇ.

ગુમાસ્તો—અરે ભાઇ, તમે અહીં બેસો હું રૂપૈયા લઇ આવું; નહીં તો મારી સાથે આલો અમારી દુકાન ઉપર ભરપાઇ કરી રૂપૈયા ગણી લ્યો. શેઠ પણ અમારા બેઠા હશે.

૪ થો તીરથવાસી—ભાઇ, તારી સાથે આવીએ; વલી અહીં બેસીને શું કરીએ.

(બધા શામલશાની દુકાન આગલ જઇ પુગે છે.)

શામલશા (ગુમાસ્તાને પુછે છે)—કયાં છે તીરથવાસીઓ?

ગુમાસ્તો—આ રહયા.

શામલશા—શું મારા સાહેબ, રૂપૈયા લઇ જતા નથી. અમારે બે દીવસના નકામી તેરીખ ભરવી પડશે.

૧ લો તીરથવાસી—શેઠજી, અમે તેરીખ માગીશું નહીં. આમ આકુલા ન થાઓ.

શામલશા—ના, અમારા વટ પ્રમાણે આપીએ નહીં કે? પછી બજારમાં અમારી આંટ શેની. લ્યો. આ રૂપૈયા ગણો.

૧ લો તીરથવાસી—શેઠ, આ હુંડી તે જુઓ?

ગુમાસ્તો—અમારાપર જવાબ છે, તમો હુંડીપર ભરપઈ કરો.

શામલશા—લાવો લાવો, હું જોઊં.

શામલશા—(વાંચે છે.)

લાવણી.

શામલશાજી શેઠ અમારા, દ્વારીકાના રહેવાસી,
હુંડી આ લઈ આવે જન જે, ચાર જણા તીરથવાસી.
સાતસો એક રૂપઈયા ગણી આપજો તુરત મુદતની હુંડી છે,
કાપા કુપી કરતા નહીં તમે વાત શરમની જુદી છે.
જુનાગઢથી લખતંગ મેતા પ્રણામ સેવકના સ્વીકારો,
આ તરફનું કામ હોય તો નરસીંહ ભગતને વીચારો.

શામલશા (વાંચી રહયા પછી)—વાહરે એની લખવાની ઢબ શું છે. એમને સાતસો ને સતર રૂપૈયા આપો, કેમકે બે દીવસની તેરીખના રૂ. ૧૬ થયા.

---

# પ્રવેશ ૪ થો.

## સ્થલ—એક દીવાનખાનું.

કુવરબાઈ (એકલી)—શ્રીમંતનો રૂડો અવસર આવે ત્યારે લોકો ખુશી થાય છે, પણ મારે તો ઉલટું દીલગીર થવું પડે છે. (નીશાશો નાખી) હશે, મારા નશીબમાં એમ લખ્યું હશે; કરમ કરે તે કોઈ નહીં કરે. અરે ભગવત! મને તે નરસીંહ ભગત જેવા પીતાને ઘેર શું કરવા જન્મ આપ્યો! વલી અધુરામાં પુરૂં માતાનું પણ સુખ નહીં! તેને પણ મારી બાલ્યાવસ્થામાં મારી નાખી! (નીશાશો નાખી) દૈવ કરે તે કોઈ નહીં કરે. અરેરે પાપી અવસર, તું શું કામ આવ્યો! લોકોનાં અવસરમાં કેવાં કેવાં ભલી ભલી ભાતે મોસાલાં થાય છે, પેહેરામણીઓ અપાય છે, અને મારો પીતા તો ભગત છે, તે કયાંથી કરશે! અરે બી-

આશ નરસીંહ મેહેતા શરમના મારયા મારે ઘેર પણ આવી શકશે નહીં! કયાંથી આવે. કંઇપણ આપવાનું જોઇએ કેની. સાધુ બાવાની પીતાજીની સંગત. અરેરે, મારો તે અવસર શું કામ આવ્યો!

(મરસીઓ.)

અરે કહો કેમ શોભા રહેશે માહારી,
મશકરી કરશે નાગરી ન્યાત ભારી.
વેરી અવસર શીદ મારો આવ્યો,
શોક સંતાપ કરવા દીન લાવ્યાં રે.
હીંગા હોલી મારી સરવે કરશે,
વેરી નણંદ મારી વડશે— રે કહો૦

(મરસીઓ.)

અરે હવે તે મારૂં શું થાશેરે, ધીક્કાર કરી સઉ ગાશે રે—ટેક.
રડતાં રે રડતાં આંખડી દુઃખે, સુખ નથી મારા તનમાં રે.
ધડક ધડક મારી છાતી મુન્નએ, આબરૂ કેમ જલવાશે રે.
કપટી કપટકોર નણંદી રે મારી, ગદ ગદ કંઠે રડાવે રે.
પ્રભુજી રાંકડીની સામું રે જોજો, દાસી કરગરે ભારી રે.

---

## અંક ૨ જો—પ્રવેશ ૧ લો.

### સ્થલ—શ્રીરંગ મેહેતાનું દીવાનખાનુ.

શ્રીરંગ મેહેતા—આવો સાહેબો આમ બીરાજો. (છોકરાને) હીરાલાલ આમ પાસે બેસ.

હીરાલાલ—કાકા, મને મામા પાસે બેસવા દયોની! ત્યાં જગ્યા છે.

શ્રીરંગ મેહેતા—વારૂ ભાઇ, ત્યાં બેસ, પણ સખણો બેસજે. કોઇ સાથે રાડ કરીશ નહીં.

હીરાલાલ—શું હું આજજ તોફાન કરૂં કે? આપણે ઘેર બાહેરના લોકો આવ્યા છે, તેમને પણ મારૂં ડાહાપણ બતાવું કે? ના કાકા હું સખણો બેશીસ, પણ આ લલીતાને અહીંથી દુર બેસાડો, નહીં તો એ કજીઓ કરશે.

શ્રીરંગ મેહેતા—ઘેલો છે ઘેલો!! જે આપણે ઘેર આવે તેને અપમાન અપાય? તુંજ જરા અહીંથી દુર બેસ, એટલે પંચાતી મટી.

ખોખલો ભટ—કેમ, શ્રીરંગ મેહેતા! પત્રીકા વાંચવાનો વખત થયો છે કે જરા વીલંબ છે? જો પા કલાક રજા આપો તો તાપીદાસને ત્યાં મુરત વાંચી આવું. ત્યાં સઘલો સાહીત્ય તૈયાર છે.

શ્રીરંગ મેહેતા—ત્યારે અહીં પણ કોની ખોટી છે? સર્વ સામગ્રી તૈયારજ છે!

ખોખલો—તમારી મોટાઈજ ભારી! પ્રથમ તો સ્રીમંડલજ ક્યાં ભરાયું છે?

શ્રીરંગ મેહેતા—જુઓ, એ પેલાં આવે છે.

ખોખલો—તેમાં પણ શું થયું! આવશે, જરા ગીત બીત ગાશે. આમ શું મારા ભાઈ ઉતાવલ કરવી. ઈશ્વરે તમારે ત્યાં રૂડો અવસર આણ્યો છે, ત્યારે તો સ્રીમંડલ આવવા દયો તો ખરા!

(સ્રીઓ ગાતી ગાતી દાખલ થાય છે.)

(રાગ ચંદ્રાવલી.)

ધન ધન શ્રીરંગ મેહેતા તમ ઘેરે—અવસર રૂડો આવયો રે.
પુત્ર નશીબવાન આપણો જાણો, સાહ્ય થયા ભગવાનજી રે.
કુલ દીવો પ્રગટશે તમારા ભુવનમાં તે ઝલકી રેહેશે સારી ન્યાતમાં રે.
નાગર સાગર ન્યાત છે મોટી ઊંચી છે વરણ અઢારમાં રે.
કુંવરવહુનો કોડ પુરો કરજનો થયાં છે એ ઘેણ રાણીજી રે—ધન ધન૦

જેકોર—અલી મંગલાગવરી, બીજું ગીત તો ગા. જરા હસવું તો આવે!

મંગલાગવરી—કાકીજી, મને યાદ નથી (આંગલી બતાવીને) આ ધનગવરીને કહો કે વાદરો ગાય.

જેકોર—આવડે તેને માન ઘણાં. ગાશો તો કંઈ ઘસાઈ જશો, કે મોડું દુખવા આવશે!

મંગલાગવરી—કાકીજી, શું હું ખોટું કહુંછું? પણ ધનગવરીને કહો તો ખરા, નહીં તો પછી હું તો છઊંજતો,

જેકોર—ધનગવરી, એ લટકાલી ધનગવરી! જરા મોહડું તો ઉંઘાડો! આ બધીઓ તમારા મુખારવિંદની મધુરી વાણી સાંભલવાને આતુર છે, માટે જરા લલકારશો?

ધનગવરી—ફોઇજી, મારી ચેષ્ટા શું કરો છો. મને કોઇ દીવસ ગાતાં કે ગવડાવતાં જોઇ છે?

લલીતા—ભાભી, આવડે ત્યારે માન શું કામ કરો છો? પેલા નવે-નગરનો વાદરો ગાવોની?

ધનગવરી—બેસો, બેસો નણંદ, હવે તો મોટાં થયાં. કાલે ઉઠીને તમારો પણ અવસર આવશે, માટે જે બોલીયે તે મનમાં વીચાર કરીને બોલીયે.

જેકોર—અરે વાહરે, વાહ, ધનગવરી તારો લટકો!! બીચારી લ-લીતાને હલકી પાડે છે? આવ દીકરા લલીતા તું મારી પાસે. (સોડમાં બેસે છે.) એ તો વહુ છકી ગયલી છે.

ધનગવરી—ફોઇજી, તમે તમારા ભારમાં બેસો. આમ બધા વચ્ચે તમે મને હલકી પાડો નહીં.

જેકોર—બેસ, બેસ, આ ભારેખમનું પુછડું તો જો!

બોખલો—ચાલો હવે તમે છાના બેસો છો કે નહીં. હજી તો મારે જુદાં જુદાં મુહર્તોની પત્રીકા વાંચવી છે. (વાંચે છે.) ફાગણ સુદ ૭ ને શનીવારે, સાંહજના ૩ કલાક ને ૫૩ મીનીટે સુખડીયો બેસાડવાનું મુહર્ત. ફાગણ સુદ ૧૦ ને ભોમવારે સહવારના ૭ કલાક ને ૨૭ મીનીટે ખોળો ભરવાનું મુહર્ત, કેમકે ત્યાર પછી વૈધ્રત ઉદય થશે. ફાગણ સુદ ૧૨ ને ગુરૂવારે નાત વરો કરી સાંહાજના ૭ કલાકે માતા વીદાય કરવાનું મુહર્ત.

(સઉને ચાંલ્લા કરે છે ને ત્યારબાદ મીઠાઇ વેંહેચી નીચે બેસે છે, એટલે મંગલાગવરી અને બીજી સ્રીઓ નીચેનું ગીત ગાય છે અને કુંવર વહુ આવે છે.)

ગીત.

બેસો બેસો તમે રે ધૈતરાણી રે, બાપે નહીં પુછયું તમને પાણી રે.
સમજુ થયા હમારી શીખ માનો રે, ત્યારે વહુજી તમને અહીંયાં આણી રે.
કંજુસ બહુ હતાં તમારી માડી રે, પરણ્યા ત્યારે આપી નોતી મને સાડી રે.
પેરામણી આપવાની ના પાડી રે, કાકી તારી હતી એક આંખે કાંણી રે.
વાર વહુજી બાપ તમારો ભમતડો રે, અવસ્થા થઇ બીચારો થયો ઘરડો રે,
કેશી કરીશું વહુ મોહડું મરડો રે, બોલતાં નથી અમે તો રાખી એ પડદો રે.

# પ્રવેશ ૨ જો.

## સ્થલ—મેહેલનો રસ્તો.

નરસીંહ મેહેતા (પોતાના મન સાથે એકલા)—બીચારા તીરથવાસી-ઓનું શું થયું હશે. ઘણુંકરીને શામલશાએ આપ્યા હશે. હું ખાતરીથી કહું છું કે તીરથવાસીઓને નાણાં મલ્યાં હશે.

(ખોખલો દાખલ થાયે છે.)

લખમણગઢ—આવો માહારાજ, ગુરૂજી અહીંયાં છે. ગુરૂજી, આ ભટજી તમને પુછે છે.

ખોખલો—નરસીંહ મેહેતા તમારૂં નામ કે? (મનમાં) અરે, આ તો બાવાજી જેવો છે. આપ કુંવરબાઇના બાપ કે?

નરસીંહ મેહેતા—હા ભાઇ, તમે કયાંથી આવ્યા? બેસો. લખમણ-ગડ, એમને સારૂ પીવા પાણી લઇ આવો.

ખોખલો—અરે શું પાણી પીને નસો કુલાવવી છે. પ્રથમ મોદકનું તો થાય; પછી બીજી વાત. પેટમાં તો હનુમાનજી કુદાકુદ કરે છે. પણ સાંભલો, મને તમારા વેવાઇ શ્રીરંગ મેહેતાએ મોકલ્યો છે.

નરસીંહ મેહેતા—શ્રીરંગ મેહેતા ખુશી છે? મારો જમાઇ તથા મારી છોકરી પણ સારાં છે કે? તમારૂં આવવું કેમ થયું?

ખોખલો—તે તો પછી કહીશ. પેહેલાં તો મોદકનું કરો. કુંવર-બાઇને રૂડો અવસર છે. લ્યો આ કંકોત્રી.

નરસીંહ મેહેતા—એમ કે? જાવો લખમણગડ, એમને નવરાવી ખુબ લાડવા જમાડજો. જાવ, એમને રસોડામાં મુકી આવો.

લખમણગડ—હા માહારાજ, લઇ જાઊં છું (હાથના મુક્કા બતાવી ખુબ લાડુ જમાડીશ).

ખોખલો—અલ્યા, હાથની ઇશારત શું કરે છે. મુક્કા બતાવે છે?

લખમણગડ (હસીને)—ના ના, ના ના, ખોખલા ભટ, હું તો કસરત કરૂં છું. કાલે ભંડારો હતો તેથી જરા સાત પાંચ લાડુ પેટમાં વધુ પડયા છે, તેથી પેટ તણાવા લાગ્યું ને લાડવા કુદકડા મારી બકરકુદી કરે છે. જો ને મારૂં પેટ જો તો. હવે એવાજ તમને જમાડવા કેની?

ખોખલો—માહારાજ, એકલા લાડુ, શાક, દાલ, અથાણું કહો કે મુંકે.

નરસીંહ મેહેતા—અરે ભલા માણસ, જરા ધીરજ રાખ કે બધુ મુકશો.

(લખમણગડ સાથે જાય છે.)

ખોખલો—તમારા એકના એકવીશ થાઓ.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થલ—શ્રીરંગ મેહેતાનું ઘર.

શ્રીરંગ મેહેતા—અલ્યા ભાઇ, જાતો મણીશંકર કાકાને બોલાવી લાવ.

હીરાલાલ—પીતાજી, એ તો હવડાં ચંદી પાઠ કરતા હશે.

શ્રીરંગ મેહેતા—જા તો ખરો. હોઠ સાજા તો ઉતર ઝાઝા.

હીરાલાલ—લ્યો, આ ચાલ્યો.

(સુખડીયો પ્રવેશ કરે છે.)

સુખડીયો—કેમ માહારાજ, કયાં પેંણા મુકાવો છો?

શ્રીરંગ મેહેતા—રસોડામાં મુકો. કુંવરવહુ, તારી સાસુને કહે કે રસોડામાં સામાન લઇ જાય.

(ખોખલો પ્રવેશ કરે છે)

ખોખલો (હાંફતો હાંફતો)—માહારાજ, નરસીંહ મેહેતા ગામને પાદરે છે, ને તે હલવે હલવે આવે છે. હું તો દોડતો દોડતો તમને કહેવાને આવ્યો. સાથે સાધુઓને પણ લાવ્યા છે, ને વલી ગાડી તેની સાથેના બલદ જોઇને આપણા શેહેરના તમામ લોક ઠઠા કરે છે. લ્યો જુઓ પેલા આવે છે.

ગાડીવાન (બલદને)—અરે ચાલરે તારો ધણી લાડુ ખાય.

ખોખલો—ગામમાં પેસવાના તો સાંસા ને પટેલને ઘેર ઊંના પાણી. ભાઇને લાડુ ખાવા છે.

(સાધુ ભજન ગાય છે.)

[ સગપણ સાચું—એ રાહ. ]

આવ્યા છઇયે શ્રીરંગને ઘેર, કરવાને મોસાલુ રે,
મોસાલાનો મહીમા વધશે, ઘેરે ઘેર ગવાશે રે— આ૦

જુનાગઢના વાસી મેહેતા, આ વેહેલે તે બેઠા રે,
લગે લગુ ભજન કરીશું, શું કરો છો એઠારે— આ૦

શું મજાની વેહેલ અમારી, બલદ ચાલે કેવા રે,
જેના ભાગ્યમાં લખ્યું હશે તે કરશે એની સેવા રે— આ૦

પ્રભુના ભગત છે ભોલા, ત્યાગ કીધો સંસાર રે,
પેહેલે ભવને પુન્યે પામ્યા, પરમાત્મા કીરતાર રે— આ૦

વેવાઈને ઘેરે જઈયે આપણે, વેહેલેથી તમે ઉતરો રે,
ગામમાં હસાહસ બહુ થાય, ભસેછે મોતી કુતરો રે— આ૦

(નરસીંહ મેહેતા ગાડીમાંથી ઉતરીને શ્રીરંગ મેહેતાને
ભેટે છે. બીજા સાધુઓ ભેટી ઉપલું ગીત ગાય છે.)

---

## અંક ૩ જો—પ્રવેશ ૧ લો.

### સ્થલ—શ્રીરંગ મેહેતાનું દીવાનખાનું.

વડસાસુ—અલી વીધ્યાગવરી, જોની પેલી ભુલીએ મેંદી વાટી કે નહી.

વીધ્યાગવરી—હા, કાકીજી, હું જોઇ આવું છું.

વડસાસુ (ધનગવરીને)—પીઠી કાલવી કે? શીશીમાં મોગરેલ છે તે નાંખજો.

ધનગવરી—ફોઇજી, જુઓ દડીયામાં મેં તૈયાર કરી રાખી છે.

વડસાસુ—રૂપાના વાડકા ઘરમાં આટલા બધા છે ને તેં દડીયામાં કેમ કાલવી?

કુવરવહુ—કબાટની કુંચીઓ તો તમારી પાસ છે; કોણ રૂપાનો વાટકો કહાડે?

વડસાસુ—તારૂં ભાન કયાં ગયું હતું; મારી પાસે કુંચી માંગવી હતી.

ધનગવરી—ચાલો, ફોઇજી, આ વખત આકલા કેમ થાવ છો. દડીયો એ શું ખોટો છે? એ તો મુર્તીયું કહેવાય.

વીધ્યાગવરી—લ્યો, કાકીજી, મેંદી તૈયાર થઇ. મેદીનો રંગ ખુબ ખીલ્યો છે, કેમકે ભુલીના હાથ તો રાતા ચબક જેવા બની ગયા છે.

વડસાસુ—બહુ સારૂ (હસ્તાંહસ્તાં), તારી નજર લાગશે.

વીધ્યાગવરી—કાકીજી, મારી તે નજર લાગશે કે? હું ને કુવરવહુ કંઇ જુદાં છેયે.

વડસાસુ—ચાલો, પેહેલાં તો મેંદી મુકો.

ધનગવરી—એમ તે હોય કે. પેહેલાં પીઠી પછી નીરાંતે મેંદી મુકવી. જોઇએ, ફોઇજી, તમે ભુલો છો કેમ? તમે તો અમારા જેવીઓને મેંદી મુકીને ઘરડાં થયાં ને હાથ પણ ઘસાઇ ગયા છે.

વડસાસુ—ચાલો, પીઠી ચોળો, વખત બહુ થઇ ગયો. મારે તો હજી ઘરમાં સોસે સોગટી કાચી છે. કપટકોર તો મારે કંઇજ કામની નથી; કરું તે હાથે ને હાથેજ.

વીજયાગવરી—કાકીજી ઘરડાં થયાં તોપણ તમારે માથેથી આ વહુએ અને કપટકોરે ભાર ઉતાર્યો નહીં.

કપટકોર—બહુ સારૂ, ભાભી, તમને ઓલખ્યાં. તમારે ત્યાં નાતમાં તોફાન થયું હતું તેમ મારે ઘેર કરાવવા ચાહો છો કે? જો જો, તમે રાભમાં તરામા બેસજો.

શીવલક્ષમી—એ કપટી કપટકોર, તારી તો જીભ ખુબ ચાલે છે, ને વલી કાકીને મેહેણા મારે છે! શું તું મારી દેરાણીને દબાવે છે કે? તારી જીભ તો ખુબ કાતર જેવી ચાલે છે. જરા તું તારા પગ સામું તો જો. સાસરે સમાઇ નહીં, પીયરમાં જંપી નહીં, ને બીચારા ઘરડા માજીને સંતાપે છે.

કપટકોર—બહુ સારૂં, હું તો ભુંડી છું. મા, દીકરીને બધાં વચે હલકી પાડે ત્યારે બીજા શું કામ ઓછું ચુકે. (રડે છે.)

શીવલક્ષમી—ચાલો, ધનગવરી, પીઠીની શેસ પેહેલી તમે કરો.

વડસાસુ—ચાર જણીઓ જોઇયે.

શીવલક્ષમી—કાકીજી, હું, ધનગવરી, વીજયાગવરી, અને પાનકોર છૈયે.

(ધોલ.)

ધેનને પીઠી ચોલો પ્રેમે પ્રીતથી, જેથી સ્વચ્છ થાયરે શરીર,
બેહેંકે ધેણના ચીર, પીઠી ચોલો પ્રેમથી.
નવેનગરથી વાના મંગાવીયા, બરાનપુરી આવ્યું મોગરેલ,
એલચી, તજ, તેલ, પીઠી ચોલો પ્રેમથી.
ધેનરાણી વસ્રોને આધા કરો તમે ચોલવા દયોને શરીર,
લાવીયા નાણદી વીર, પીઠી ચોલો પ્રેમથી.
ચરણ હસ્તપર મેંદી મુકાવજો, મત મારી બેસો કલાક,
લાગે નહીં થાક, પીઠી ચોલો પ્રેમથી.

વડસાસુ—જરા જંપીને એક કલાક બેસજો કે રંગ આવે.

વીધ્યાગવરી—કાકી, એ કંઇ સમજતી નથી. બેસસે, ચાલો હવે.

વડસાસુ—લ્યો તમારી બદામો.

(બદામો સઉને આપે છે.)

---

## અંક ૩ જો—પ્રવેશ ૨ જો.

### રસ્તો—નાગરણોની મશકેરી.

જયગવરી—અલી ધનગવરી, તમને તો તડાકા છે; કેમકે તમારી ભત્રીજીનું અવસર છે.

ધનગવરી—તમે મજાક શું કામ કરો છો. સાધુડો તે શું રાખ આપશે?

જયગવરી—તપેલીયોને કંટેવાસો કરવા કે બીજા સારૂ.

ધનગવરી—તને તો મજાકજ છે. પણ અલી ભુલી, રાખ પણ નરસીંહ મેહેતા નહીં આપે, કેમકે તે પણ દીલપર ચોલવા જોઇશે.

જયગવરી—હા, અલી. ખરી વાત.

વીધ્યાગવરી—ગરીબની સૌ મજાક કરે; ગરીબની છોકરી સૌની ભાભી, ને મોહોટાની વહુ સૌની બેન. દુનીયાજ દોરંગી છે.

ધનગવરી—લ્યો, તમે તો મેહેતાજીના પીતરાઇ ખરા કેની! એટલે લાગેજ તો.

વીજયાગવરી—વારૂં, વીધ્યાગવરી, મોસાલામાં શું મુકશે?

ધનગવરી—વલી બધા મુકશે તે એ પણ મુકશે. તુલસીનો ભારો ને મોટા પથરા.

વીધ્યાગવરી—જેવા ભાવ હશે તેવા; ખરે તમારે ઘેર એવુંજ શોભે.

ધનગવરી—શોભે તારે ઘેર ને તારા બાપને ઘેર; શું લડવા આવી છે? હોયજ તો દેખાય તેવું કહેવાય.

જયગવરી—મોસાલુ કરવા સાધુ સાથે કોઇ લાવતું હશે? બાપા! મેં તો મારી ઉંમરમાં જોયું નથી.

ધનગવરી—જોની, અલી જયગવરી, સાધુઓ સંસારના ત્યાગી ખરા કેની, તેથી તમને લાવો લેવા તેડી લાવ્યા હશે!

જયગવરી—ધનગવરી, નાત શેની જમશે અને કેટલી?

વીધ્યાગવરી—દાંત તો છોલી મુકજે, કાલે, પરમદહાડે ને પાંચમે દીવસે ખોલો ભરશે ત્યારે; સમજી જયગવરી?

જયગવરી—હા, બેન, હું છોલીશ. પણ તારા દાંત સુથારનાં હથીઆર વતે સાફ કરાવ.

(અંદરથી ગરબો ગાતાં ગાતાં આવે છે, ને તેની સાથે નગારાં વગેરે વાગે છે.)

[ગરબી.]

રના દેવ રમાડો સખી સઉ હોંશથી રે,
ધન્ય ઘડી ધન્ય દહાડોરે આજે, ઘેનરાણીને કાજે— સખી૦
તાલી પાડો, મારી આલી, લલકારી ગાઓ શાહેલી— સખી૦
રના દેવની આરતી ગાઈએ, મોસાલુ આવવા દઈએ— સખી૦
વેવાઈ આવયા લઈને સાધુડા, લક્ષણ લાગશે કુડા— સખી૦
છાબમાં મુકશે તુલસીના ભારા, સંખ બાવા ફુંકે સારા— સખી૦

(જાય છે.)

---

## અંક ૩ જો—પ્રવેશ ૩ જો.

## નરસીંહ મેહેતાનો ઉતારો.

નરસીંહ મેહેતા—

(ઠુંમરી.)

ભવ સાગર ભરનારરે, ભોલા ભુદર ભગવાન—ટેક.
પુરણ બ્રમ પરમાત્મા સ્વામી, નામી બહુ છો દયાલરે— ભોલા૦
કમલા પતી શ્રીવંકટેશ, બેશક ગુણવંત ગુણવાનરે— ભોલા૦
શાંખચક્રધારી ગદાકર ધારી, વારી ભજુ કરી ગાનરે— ભોલા૦

(ચાર સાધુ ભીક્ષા માગવા આવે છે.)

નરસીંહ મેહેતા—અલ્યા ભાઈઓ, તમે આમ ભીખીને પેટ ભરો છો, ત્યારે સાધુ શા કામના?

૧ લો સાધુ—માહારાજ, શું કરીએ. ભણતાં લખતાં આવડયું નહીં, ને પેટ તો ભરવું જોઈએ. વલી કુલ મોટું ને આબરૂદાર, તેથી

જાહેરમાં કોઇના મોંહ આગલ ભીખ માગવાને હાથ લાંબો પણ થાય નહીં. ત્યારે અમે સાધુ થયા; ને પરદેશમાં જઇ ચપટી ચપટી માગી અમે અમારૂં પેટ ભરીએ છીએ.

નરસીંહ મેહેતા—ત્યારે તમે નાનપણમાં અભ્યાસ કેમ નહીં કર્યો?

૧ લો સાધુ—માહારાજ, માબાપને અમે લાડકા હતા; ઘેર સાહેબી હતી; ગાડી ઘોડા; ઘેર ચાકર નફર સંધુ હતું. પણ નખોદીયા અફીણના સટાએ મુલ કાઢી નાખ્યું, ને દુન્યામાંથી ઉખેડી નાખ્યા. માહારાજ, ઘરનું ઘર ગયું, ચાકર નફર સરવે ગયું, ને આખરે અમારા આવા હાલ થયા.

૨ જો સાધુ—માહારાજ, હું તો કનકાપુરીના પ્રધાનનો છોકરો છઉં. પણ મારી બઇરી સાથે મને બન્યું નહીં, તેથી હું સાધુ થયો છું.

નરસીંહ મેહેતા—હું તમને ભલામણ કરૂં છું કે તમે સંસારમાં પાછા સરસા રહી કંઇક ઉદ્યમ કરો, એટલે પરીભ્રમ (પરમેશ્વર) જે જગતનું પોશાણ કરે છે તે તમારૂં પણ પોશાણ કરશે. જુઓ કે કીડીને કણ આપે છે ને હાથીને મણ આપે છે, તો તમને શેર સવા શેર આપવામાં શું ખાડો પડવાનો છે? વીશ્વાસ રાખો, વીશ્વાસ.

(નારાચ છંદ.)

અહા અલેક અહા અલેક કરીને ભીખ માગવી,
પેટ સારૂ વેઠ કરી શેઠ કહીને લાવવી— અહા૦

થયા સંત આવે નહીં અંત પેટ મુકતું નથી,
ભગવા કરી જટા ધારી, હોજરૂં ભરી એમથી— અહા૦

દેશ, નાત જાત છોડી માબાપના ખોટા કરયા,
આલસાઈને વશ થઈ, આવા કામો આદરયા— અહા૦

પસ્તાઇયે છીયે પુરેપુરા, સંસારમાં રહી ભજો હરી,
માટે ઘેર સીધાવો, વીવેક વડે વીચાર કરી— અહા૦

(કુવરબાઈ દાખલ થાય છે.)

નરસીંહ મેહેતા (ઉભા થઇને)—આવ દીકરી, કેમ ખુશી તો છે?

કુવરબાઇ—હા, પીતાજી. પણ આ સાધુઓને શું કામ લાવ્યા? કાકા કુમાં છે?

નરસીંહ મેહેતા—બેન, તે પછાડીથી આવુવાના છે. તારી કાકી પણ આવશે.

કુવરબાઇ—પીતાજી, ખરૂં કહો છો? કાકી પણ આવશે? મુઆ અહીંના લોકો તમારી ચેષ્ટા કરે છે, ને કહે છે કે કાકા કાકી તો આવવાના નથી. પણ આ સાધુડા લઇ આવી મોસાલું કરશે.

નરસીંહ મેહેતા—હશે, બાઇ! આંપણે કંઇ લોકોથી ડરવાનું છે?

કુવરબાઇ—વારૂં, પીતાજી, મોસાલાનો સાહીત્ય લાવ્યા છો?

નરસીંહ મેહેતા (નીસાસા નાખીને)—ના, બેહેન. શું કમાઇ છે ને કયાંથી લાવું.

કુવરબાઇ—ત્યારે તમે અહીં આવ્યા શું કામ?

બીજા સાધુ—મોસાલું કરવા. બાકી અમે તે અહીં શું કામ આવીએ. ધન્ય ભાયગ આ ગામના કે નરસીંહ મેહેતાએ આ ગામ પાવન કીધું.

કુવરબાઇ (નીસાસો નાખીને)—અરે, પીતાજી, તમે આ જોગીડાની સંગતમાં જરા પણ લોક-લાજની ફીકર રાખતા નથી, પણ મારૂં તો પસે પસે શેર શેર લોહી બલી જાય છે. શું કરૂં, જો ધરતીમાતા માર્ગ આપે તો સમાઇ જાઉં; કેમકે મારાથી આ તમારા ઠાઠમાઠ જોવાતાં નથી. પીતાજી, કંઇ ન હોતું ત્યારે આવવુંજ નોતું. તેમાં કાંઇ પણ ભરમ રહેત, પણ આવીને તો ઉલટો દુઃખ ઉપર ડાહામ દેવા આવ્યા. હું પગે લાગીને તમને અરજ કરૂં છું કે તમે જે રસ્તે આવ્યા તે રસ્તે છાનામાના પાછા જાઓ.

સાધુ—શું ચોરી બોરી કરી છે કે અમે નાશી જઇયે?

(કુવરબાઇ બહુ દીલગીરીથી રડે છે.)

નરસીંહ મેહેતા—રડના, બાપુ, રડના! સૌ સારા વાના થશે. જોકે હું મોસાલાનો સાહીત્ય લાવ્યો તો નથી, પણ દીનદયાલ દયા કરશે.

કુવરબાઇ— શું દયા કરશે, ઉદ્યમથકી કંઇ પેદા થાય છે, ને હાથ પગ જોડીને બેસી રહે કંઇ પેટ ભરાય છે? પીતાજી, તમે કંઇ પણ ઉદ્યમ કીધો નહીં. કાકા કંઇ લાવનાર છે?

નરસીંહ મેહેતા—ના, તેને તો સાફ ના કહી કે હું કંઇ તને મદદ કરવાનો નથી. તું કયાં અજાણી છે. કાકીનો ભાવ તારા પ્રત્યેં કેટલો છે.

કુવરબાઇ—બહુ સારૂં, પીતાજી. મારૂં કહયું માનો તો પાછા જાઓ.

નરસીંહ મેહેતા—દીકરી, પાછું ગયે શોભા નહીં.

કુવરબાઇ—ત્યારે શું દાંત દેખાડશો? પીતાજી, જે બચ્ચાંની માત મરી જાય તે બચ્ચાં ઉપર બાપનું હેત હોતું નથી.

(રડે છે.)

(ભૈરવીની ગજલ.)

હો માડી મરી જાય છે બચ્ચાંઓ દુઃખી થાય,
બચ્ચાંઓ દુઃખી થાય કે બચ્ચાંઓ દુઃખી થાય— મા૦

ગોલ વીના ફીકો કંસાર, માપાકીનો સંસાર,
બાપનું હેત મલે નહીં, રાજધાની હોય સાર— મા૦

લવણ વીના ફીકું અન્ન, તેવું બાપનું થાય મન,
લાખોપતી તેવા જાણો, અતીશે હોય ધન— મા૦

માડી માડી વહાલી માડી, મુકી કેમ મરી ગઈ,
દયા મારી ખાધી નહીં, દીકરી દુઃખી થઈ— મા૦

પીતાનો પ્રેમ મલે નહીં, છોકરીઓ ઉપર,
નીરદય પીતા કેમ થયા, હું કેમ રાખું સબર— મા૦

નરસીંહ મેહેતા—છોકરી, તું મને સંતાપ નહીં. તારા શુકનો મારી છાતીમાં કોતરાઇ ગયા છે. બાપુ, રડના. તું તારે ઘેર જઇ તારી સાસુ પાસે ટીપ કરાવી લાવ.

કુવરબાઇ—પછી તેને શું કરશો? ઉકાલીને પીશો? મારે તો એવી હાંસી કરાવવી નથી.

નરસીંહ મેહેતા—તું લઇ તો આવ. ઇશ્વર કૃપા કરશે, અને સૌ સારૂં થશે.

કુવરબાઇ—વારૂં, તમે કહો છો તો હું જાઉં છું, ને ટીપ ઉતરાવી લાઉં છું.

નરસીંહ મેહેતા—દીકરી, હીંમત રાખ. સૌ સારૂં થશે.

કુવરબાઈ—પીતાજી, હું આજ્ઞા માગું છું.

નરસીંહ મેહેતા—સુખી થાઓ!

( કુવરબાઈ જાય છે.)

(ગાયન.)

વનમાલી ભજોરે સંતો, સંસારમાં સાર નહીં;
સુખી કોઈ જોતા નથી, દુ:ખી દીસે કંઈ કંઈ— વનમાલી૦
ખોટી બધી માયા કાયા, પુત્ર પરીવાર જાયા;
સંસાર નાદમાં સઉ વલાગ્યા આ મારગમાં રઈ— વનમાલી૦
જુગલ કીશોર જાણો, એ પાકીનું મીથ્યા માનો;
ભેદ સમજે છે શાણો, ડહાપણે વલગી રહી— વનમાલી૦
માટે મારા સાધુ ભાઈ, દુનીયામાં નથી કાંઈ;
મોહ જાલ જેને ધાઈ, મીત્રાઈ તેની ગઈ— વનમાલી૦

---

## પ્રવેશ ૪થો.

### સ્થલ—રસ્તો.

કુવરબાઈ (મનમાં)—અરે, હું કેવી હીણકરમી કે મને માનું સુખ નહીં. મા હોત તો આજ મારે આટલું દુ:ખ ખમવું નહીં પડત. અરે ભગવાન! મેં તારાં શું પાપ કરેલાં હશે કે મને મા વીનાની કરી. શું, લોકોનાં માબાપ સંસારમાં રહી ભગવત ભજન કરતા નહીં હોય! ખરે! હું અભાગણી છું. મા વગરનું જીવવું સરવે મીથ્યા છે. આ સંસાર પણ મા વીનાનો સુનો છે.

(ઠુંમરી)

[ કંગનવો મારો કરસે સડક ગયોરે—એ રાહ.]
નીરધનનું જીવ્યું દુનીઆમાંહી છે અકારૂં રે,
કોઈ વાત સમજે નહીં, ફીકા પડે જઈ તહી—ટેક.
કરે નહીં વીશ્વાસરે, થાય બહુ ઉદાસરે,
આબરૂ ને ઈજત જાય, મનની માંહે પસતાય,
બીચારાંઓ મુઝાય, સાથ કોની બાંયરે— નીર૦
પીતા મારા તેવારે, નીરધન થયા કેવારે,
જનમના એ છે દુ:ખી, ન્યાહ્યા નથી મેં સુખી,
માડી રહેતીતી ભુખી, સુખી દીઠા નહીંરે— નીર૦
પરમાત્મા પરોપકારીરે, તારી તો બલીહારીરે,
હવે મારૂં શું થાશે, ન્યાગરી ન્યાતમાં પત જાશે,
દુશમનો બહુ હરખાશે, ગાશે મારા ગુણોરે— નીર૦

# પ્રવેશ ૫ મો.

## સ્થલ—એક દીવાનખાનું.

(પારણામાં બાલક રડે છે ને કુવરબાઈની નણંદ હીચકા નાખે છે.)

[ હાલરડું—રાગ ખાંડણીયા. ]

સુઈજા ! સુઈજા ! ભાભીને છેરે શ્રીમંત,
મોસાલું લાવે સાધુ સંતરે—મારા બંધવા—ટેક.

છાબમાં મુકશે તાલ મૃદંગ ને તુલશી,
પાણકા મુકશે મોઘા મુલથીરે—મારા બંધવા— સુ૦
રાખ ચોલીને નરસીંહ મેહેતો આવ્યો,
સાધુ સગા સાથે લાવ્યોરે—મારા બંધવા— સુ૦

વીદ્યાગવરી—અલી, આમ નહીં બોલીયે; કુવરબાઇને માઠું લાગશે.

નણંદ—તેમાં મારે એની થોડી પરવા છે. હું કંઈ એની દબેલી છું ? અરે છાના રહો, એ ભાભી આવે છે.

(કુવરબાઈ પ્રવેશ કરે છે.)

કુવરબાઇ—સાસુજી, મારા પીતાજીએ કહયું કે મોસાલામાં શું જોઇશે તેની ટીપ કરાવો.

વડસાસુ—એમાં તે ટીપ શાની; રીત પ્રમાણે કરવું. તારા કાકા કાકી ને નરસીંહ મેહેતા કંઇ કાચા છે કે?

કુવરબાઇ—સાસુજી, લખાવો તો સારૂં.

નણંદ—લખાવ્યું. હવે સાધુ ભાઇ તે શું કરવાના છે.

કુવરબાઇ (છણકાથી)—નણંદ, હું તમને કહેતી નથી. તમે છાનામાના જોયા કરો.

વડસાસુ—અણ બોલાવ્યું બોલે તે તણખલાને તોલે.

નણંદ—વારૂં, અમે તો એવાં, બાઇ. તમો સાસુ અને વહુ સારાં.

વડસાસુ—લખો, ત્યારે.

## ગાયન.

(વણજારાનો રાહ.)

થડા વહુ વીદવાન, તમે સઉ જાણોરે,
રીતસર લખાવું જે, તે તમે માનોરે.
શામલીઆ શું પ્રીત, પીતાજીને સારીરે,
ત્યારે તે શેની ખોટ વહુજી મારીરે.
પાંચ શેર કુમકુમ, શ્રીફલ સેં સાતરે,
વીશ મણ વાંકડી શેફલ, મલશે નાગરી ન્યાતરે.
બાર ચોકડીયો તાસ, પછોડી પટોલારે,
મુગટા ને શાણીયા સાર, સાથે ઘરચોલાંરે.
જરકસી સાડી રેશમી, ધોતી જોડારે,
ગજીઆણી ને દરીઆઈ, લખો વહુ ઘોડારે.
તમને સોલ શણગાર, પીતાજીનું લાડરે,
કડાં કંઠી જમાઈને હોય, એમાં શું પાડરે.
શેસ સોનાની મોહોર, વીચારૂં મોભરે,
અમે ઘરડા તેથી વહુ, કરીયે ન લોભરે.

નણંદ—

થુક ઉરાડે શું થાય માડી હરખાયરે,
મોટા પાણકા લખાવો સાર,
મેહેતાથી અપાયરે.

સાસુ—

કરે છે તું શું સોર, ઓ કપટકોરરે,
લખવામાં આપણું શું જાય, કરે કેમ સોરરે.

કુંવરબાઇ—

ગજબ દોશીએ વાલ્યો આ કેમ આવેરે,
પીતાજી મારા રાંક ક્યાંથકી લાવેરે.
પડે છે પેટમાં ફાલ, દેશે સઉ ગાલરે,
હવે શું કરવો ઉપાય, ઓ ગોપાલરે.

---

## અંક ૪ થો—પ્રવેશ ૧લો.

### સ્થલ—નરસીંહ મેહેતાનો ઉતારો.

(નરસીંહ મેહેતા સેવામાં બેઠા છે ને કાદવની ચીંતામણી કરેછે ને લખમણગડ એરસાયા ઉપર ચંદન ઘસે છે ને ગાય છે.)

(ગાયન.)

ચંદન ઘસું છઉ હું ભાઈ, મેં તો કાલી રોટી પાઈ,
સુખડ જા તું મસ ઘસાઈ, કરીએ સેવા, કરીએ સેવા.

નરસીંહ મેહેતા—અલ્યા લખમણગડ પુજામાં ફુલ પાલી વગેરે સાહીત્ય આજે મુકવા ભુલી ગયોછે. જા ઝટ લઈ આવ.

લખમણગડ—આજ્ઞા ગુરૂજી. મારા થયલા અપરાધની ક્ષમાં કરજો, કારણકે કાલે દુધપાકમાં જાયફલ વધારે નાખ્યું હતું તેની કેફમાં વીસરી ગયો છું. માહારાજ, રહેમ કરો; હવડાં લઈ આ૦યો.

નરસીંહ મેહેતા—જા, ઝટ લઈ આવ.

(જાય છે, કુવરબાઈ દાખલ થાય છે.)

કુવરબાઈ—પીતાજી, વંદન કરૂં છું.

નરસીંહ મેહેતા—આવો, બેન, બેસો. હું સેવા કરી લંઉ, પછી તારી સાથે વાત કરૂં. કેમ, લખમણગડ, પાછો કેફમાં સુઈ ગયો કે?

લખમણગડ—આ૦યો, ગુરૂજી. ચેન ચોખા ચણી ગઈ તેથી ઘેલા મોદીની દુકાનેથી લઈ આ૦યો તેથી વાર લાગી.

નરસીંહ મેહેતા—વારૂં મુક.

(ધયાન ધરી સંધયા કરે છે.)

લખમણગડ—કુવરબાઈ, તમારાં સાસરીઆં આવા કે! અમને આવો નઠારો ઉતારો આપ્યો! માકડ, ચાંચડ અને જુવાના તો જાણે ટોપલે ટોપલા. જાણે અમારેજ સારૂં પાલી રાખ્યા હોયની! વલી ઘર પણ દોદરૂં છે. જાણે હવડાં પડશે. જોજો પેલી પાસેની દીવાલ ટુટી ને તેનો ધડાકો થયો.

કુવરબાઈ—દીવાલ ટુટી નથી. એ તો છાપરાપરથી નલ્યું ખસ્યું.

(નરસીંહ મેહેતા ઉભા થઈને આરતી કરે છે.)

નરસીંહ મેહેતા—

જય દેવ, જય દેવ, જય દેવ, જય દેવ!
જય દેવ, જય દેવ, જય દેવ, જય દેવ!

બધા—હરા, હરા માહાદેવ.

લખમણગડ—ભુલેશ્વર દાદાકી, જે! બાબુલનાથ ટેકરીવાલાકી, જે! નરસીંહ ભગતકી જે! બોલો, હરા, હરા માહાદેવ!

કુવરબાઇ—પીતાજી, મને બહુ વાર લાગે છે. જુઓ આ ટીપ લઇ આવી. વાંચી જુઓ.

નરસીંહ મેહેતા—લાઓ જોઊં. આ તો ગીતમાં લખ્યું છે. ઠીક છે.

---

## પ્રવેશ ૨ જો.

### સ્થલ—ઘરનો દેખાવ.

ખોખલો—આજ તો આપને તડાકો છે. નોતરા દેવાનું કામ પણ આપણનેજ મલ્યુ. અધરણીના મુહુર્તનું સઘલું કામ પણ આપણે હાથે થવાનું છે. કોની માએ શેર શુંઠ ખાધી છે કે મારા કામમાં જરા પણ નજર કરે. બંદા કંઇ કાચા પોચા છે. બાખા વીખીજ કરી નાખું (અંદરથી ભટને બોલાવે છે શીવકોર દાખલ થાય છે.) આ વલી શેની બુમ પાડી મરે છે. જરા પણ જંપવા દેતી નથી. હું બધાને પોંહોચી વલું છું, પણ મારી વહાલી તારી આગલ મારૂં કંઇ ચાલતું નથી.

શીવકોર—તમારા પ્રત્યે મારૂં એ કેટલું ચાલે છે! આટલી આટલી કમાઇ છતાં પણ હું કેટલા દીવસથી તમને કહયા કરૂં છું કે મને કાંટલી કરાવો, પણ તે કંઇ તમારા ધ્યાનમાં આવે છે! કુવરવહુનું શ્રીમંત છે, માટે ગલામાં પેહેરીને જાઊં તો સારૂં. પણ ભીખારી તે ભીખારીજ રહયા.

ખોખલો—કાલે હરજીવન સોનીને બોલાવી પંદર વીસ તોલાની ઘડાવી નાખું છું; ને તું કહેશે તો તૈયાર લઇશું.

શીવકોર—ના, મારે તો તૈયાર નથી જોઇતી. તમારી અક્કલ ક્યાં બલી ગઈ છે. તે દહાડે તુલશી પાટીઆં એમજ તૈયાર લીધાં તેમાં પણ પીતલનો ભેગ હતો, તે વીસરી ગયા કે? મારે તો ચંદનવહુના જેવી પુતલીઆ વાલી, સારી સોભીતી, સતાણુંના ટચવાલી ને સતાવીશ તોલાની કરાવો તો જોઇયે.

ખોખલો—અધધધ, એટલી બધી ભારે! ના, ભાઇ, હું તો પંદર અને બહુ કરે તો સતર તોલાની કરાવીશ.

શીવકોર—તમે પાધરા કયાં રહો છો; મારા પીયરથી દશ તોલા લાવીશ.

ખોખલો—ત્યારે તો ઠીક છે. ચાલ મારે હવે નોતરાં દેવા જવું છે. વખત બહુ થઇ ગયો છે.

શીવકોર—જયારે મારૂં કામ હોય ત્યારે તો તમારે કામજ છે; હીરજી ગોપાલ કામમાં ને કામમાં.

ખોખલો—મને ઉધરસ થઇ છે, તેનું તું એક દીવસ બેઠી બેઠી ગીત ગાતી હતી તે તો વારૂ આજ ગાની!

શીવકોર—હવડાં તો મને કામ છે; તમે નવરા છો, હું કાંઇ નવરી નથી.

ખોખલો—અરે, મારી બાપુડી, તને વેહેલી વેહેલી કાંટલી ઘડાવી આપીશ, જો ગાઇશ તો.

શીવકોર—એમ કે? ત્યારે તો ગાઊં છું.

(ગાયન.)

ઓ મારા ખોખલા ભટરે, ખોંખોં કેમ કરો છો,
તેલ મરચાની ના કહુ દહાડી, કેમ કરી રાખું હું વારીરે– ખો૦

ખોખલો—

જીભે સ્વાદ પડે છે મુજને, તેથી હું તો ખાઉંરે– ખો૦

શીવકોર—

લાજી મરૂં છું તમને જોઇને, ભટજી હું શરમાઉંરે– ખો૦

---

# પ્રવેશ ૩ જો.

## સ્થલ—નરસીંહ મેહેતાનો ઉતારો.

**નરસીંહ મેહેતા—ઓ! દીનના દયાલ, ઓ! જગતના પ્રતીપાલ, આજના મોસાલાની આલમાંથી છોડવી મારી સંભાલ કરનાર તુંજ છે. જાજે, એમાં મને નહીં પણ તમોને પોતાનેજ શરમાવા જેવું છે. સંતો જે થવાનું હોય તે થાય. આપણે તો આપણા નીમ પ્રમાણે ઇશ્વર પ્રાર્થન કરીએ. આપણે શું નાગર લોકો હસશે તો એને (ઇશ્વરને) હસશે.**

(ગજલ.)

[ગઈ એક બ એક જો હવા પલટ—એ રાહ.]

ભવપતી અદ્દભુત છે ગતી, રહેમ કરોની કીરપાલરે–ટેક.
વીખ પ્યાલા મીરાના પીધા, દ્રોપદીને વસ્ત્રો દીધા,
પાંડવોના કાસદા કીધા, ત્યારે શું મારો અપરાધરછે– ભવ૦
ઓ કપટી કૃષ્ણ કામણગારા, માસી ધાવતાં મારી એ ગુણ તારા,
ગોપી સાથે કરે તું ચેનચાલા, અમને શું જવાબ આપેછે–ભવ૦
સખીસે બડા સુમ માનો, હા કે નાનો જવાબ જાણો,
આ શબ્દનો જો લાગે તાનો, તો જલદી જવાબ આપજે–ભવ૦

નરસીંહ મેહેતા—લખમણગડ, કાલે પેલો ભગત છાબ આપી ગયો છે તે લાવ.

લખમણગડ—આજ્ઞા ગુરૂજી, લાવું છું. પણ માંહે શું મુકશો?
(છાબ લેવા જાય છે.)

નરસીંહ મેહેતા—મધ્યાન તો થવા આવ્યા; હવે તો બે ઘડીજ બાકી છે.

લખમણગડ—લ્યો ગુરૂજી, આ છાબ.

નરસીંહ મેહેતા—મુકો સંતો ચાલો આપણે પરમાત્માનું ચીતવન કરીએ.

(ઠુમરી.)

રે પ્રભુ મેહેર કરોરે મોરારી, કરોરે મોરારી, મેહેર કરોરે મોરારી—ટેક.
દામોદર નંદાનંદ છોજી વંદ્રાવનચંદ,
બાલ મુકંદ આણંદકંદ નથી નામ છાંનુરે— રે પ્રભુ૦
સેવકની લેજો સંભાલ, મોસાલાની કરજો ચાલ,
મારા હાથમાં તો છે તાલ, નથી ચાલવાનુંરે— રે પ્રભુ૦
સુદામાના લઈ તાંદુલ, નવ નીધ આપી તેં અમુલ્ય,
સખી થઈને ખરચ મુલ, નથી ઘટવાનુંરે— રે પ્રભુ૦
દાવાનલ પીધો જદુરાય, બલતા રાખ્યા ગોપી ગાય,
તેમ તું કરજે સાય, કારય કરવાનું રે,— રે પ્રભુ૦
લહેરી મારે તારી પક્ષ, પરમેશ્વર થજો પ્રત્યક્ષ
મારે માથે દુ:ખના વૃક્ષ, જાણેછે દયાલ તું— રે પ્રભુ૦

---

# પ્રવેશ ૪થો.

## નાગરની ઠઠા મશકરી.

બે નાગર—

(લાવણી.)

[નોકરી મત જાના સીરદાર—એ રાહ.]

**મોસાલુ કરવા મેહેતાજી સાધુ લઈ આવ્યા, શ્રીરંગે શું જોઈ બોલાવયા–ટેક.**
**ભસ્મના ભોગી જાતે જોગી, શું સંસાર જાણે, આપણે સાંભલયું નથી કાને.**

બે છોકરા—

છાબમાં મુકશે મોટા પથર, સાથે ઈંટરોડું, દીપશે વેવાઈનું જોડું.

બધીરીઓ—

મેહેતાજીની ડાહી ડમરી, દીકરી કુવરબાઈ, મોસાલાની કરે છે વડાઈ.

[ઈંગ્લીશ રાહ.]

ચાલો જોઈએ ઠાઠમાઠ, આપણ સૌ રહેજો સંગાથ,
શું મુકે છે છાબમાં એ, શું મુકે છે હાથમાં તે,
નીચાલીએ મેહેતાના રંગ, નીચાલી મેહેતાના ઢંગ— ચાલો૦

સગાને શું આપે છે, નાગરને શું આપે છે,
ફોફલ કેટલા વાવરે છે, શ્રીફલ કેટલા વાવરે છે.

---

## પ્રવેશ પમો.

### સ્થલ—શ્રીરંગ મેહેતાનું ઘર.

ખોખલો (શ્રીરંગ મેહેતાને)—જજમાન રાજા, તમે તો રાજા છો. જેટલો શ્રીમંતનો હરખ તેટલો ગરીબને પણ સરખો, ને તમારા જેવ શ્રીમંતને પણ સરખો. આપણામાં કહેવત છે કે દીકરાએ દીવો પણ રહેજયો; તેથી બીચારા નરસીંહ મેહેતાને તો દીકરી કુવરબાઈ દીવા જેવી ચલકતી થઈ, કેમકે એમને શ્રીમંત આવ્યું, તેથી સંતાન પ્રાપ્ત થશે અને મેહેતાનું નામ રહેશે.

(બહારથી અવાજ થાય છે. શ્રી કૃષ્ણએ દામોદર ડોશીનું નામ ધારણ કરી પોતાની સાથે અરજુન ને અકરૂડ, નારદ, વગેરે છ સાત ગુમાસ્તાનો વેશ લઈ, બગલમાં ગાંસડી, હાથમાં ગજ અને માથે અમદાવાદી પાગડી, ખભે ખેસ વગેરે વાણીયાઓનો પોશાક લઈ, મોસાળુ કરવાની જગયાએ દાખલ થાય છે. સાજન માજન તેમની સાથે લક્ષમીજી, કમલા, સુભદ્રા, રૂક્ષમણી, વગેરે ચાર પાંચ વાણીઆણના વેશમાં આવે છે. તેઓ મોસાલાની છાબ ઉંચકી ગીત ગાતાં શ્રીરંગને ઘેર જાય છે.)

(ધોલ.)

મોસાલું અમે લાવીયા, જુવોછો રે નાગરી નાતના લોક—ટેક.
અમો જુનાગડથકી આવીયાં, લાવીયા તમને ગમતો માલ—મો૦
તમે મશકરીઓ કરતા હતા, જુવો પાણકા નથી તુલસી ભાર—મો૦
કોઈને ઓછું વધતું નહીં આપીશું, કયાં ગયા અમારા વેવાણ—મો૦

વેવાણ—આવો વેવાણ, આમ બેસો.

રૂક્ષમણી—તમારી કપટકોર કયાં છે?

વેવાણ—જરા તેનું માથું દુખે છે.

દામોદર ડોશી (નરસીંહ મેહેતાને આઘા બોલાવી)—તમે તમારી પુત્રીના કોડ પુરા કરજો. તમે જેટલું લખી મોકલ્યું હતું તેટલું તો લાવ્યા છીએ, પણ તેની સાથે જરા વકરો કરવા વધારે પણ લાવ્યા છીએ. તમે આવી વખતે ચીકણાઇ કરતા નહીં.

નરસીંહ મેહેતા—બહુ સારૂં શેઠ, નારાયણની મરજી.

લક્ષમીજી—આવ દીકરી કુવરબાઇ, તું નમાઇ છે, તેથી અડભડીએ નહીં ને આંખે આંસુ પણ લાવીએ!

કુવરબાઇ—કાકી, તમે મારે માથે મા જેવાં છો, એટલે મને શું કમી છે.

નાગરણી (રૂક્ષમણીનું તેજેસ્વી રૂપ જોઇ)—તમારે મેહેતા સાથે શું સગપણ છે?

રૂક્ષમણી (હસીને)—તમે શું જાણતા નથી? મેહેતા બ્રાહમણ અને અમે વાણીઆ, પણ અમારે ઘેર ડોશી વાણીઆનો ધંધો છે, તેથી અધ રાત મધ રાત નાણાં જોઇએ તે તમારા વેવાઇ અમને ધીરે છે, તેથી મેહે-તાજીની મેહેરબાનીથી બે પૈસા કમાઇએ છીએ. અમોને મેહેતાજીએ કાગલ લખી મોસાલાનો સાહીત્ય લઇ બોલાવ્યા, તેથી મોસાલાનો સામાન લઇ આવ્યા છીએ.

નાગરણ—એમ કે?

(શ્રીરંગ મેહેતાને ડોશી વાણીઆ લેટે છે.)

શ્રીરંગ મેહેતા—ચાલો શેઠજી, પેહેરામણી વેંહેચવા માંડો.

દામોદર ડોશી—શેઠ, એમાં મને કંઇ સમજ નહીં પડે. હું છોકરીને બોલાવું, તેને તમે બંને વેંહેચો. જાઓ, જાઓ, શેઠ, એ ખરચું પણ તમારૂં નહીં કે?

શ્રીરંગ મેહેતા—તમે કહોછો તે ખરૂં છે. પણ વેવાઇના તરફથીજ વેંહેચાવવી જોઇએ.

દામોદર ડોશી—બહુ સારૂં ત્યારે, કુવરબાઇ, તમે ને તમારી કાકી વેહેંચો. આપણને પણ એમાં સમજ નહીં પડે.

શેઠાણી—ખસો, ખસો, હું ને મારી કુવરબાઇ બધાને આપીએ છીએ, પણ કુવરબાઇ તારી સાસુને પાસે બોલાવ. તે કહે તે આપીએ, નહીં તો વેવાણને વચકો પડશે.

વેવાણ—તમે કયાં વચકો પડવા દયો એવાં છો? લખ્યું હતું તેથી સવાયું તો આણેલું જણાય છે.

શેઠાણી—અમારા જમાઇને સારૂં જુવો. આ કડાં ને કંઠી ને આ સેલું. અમારા વેવાઇને સારૂં આ પાગડી, અને વેવાણ તમને આ જરકસી સાડી. બીજો સામાન તમને આપીએ છીએ તે તમારા મરજીમાં આવે અને જે તમારા સગાવાહાંલા હોય તેને આપજો. અમારી કુવરબાઇને અમે તમારે ઘેર મોકલીશું તે વખતે અમે અમારે મનગમતો સામાન આપીશું. કેમ વેવાણ, હવે તો તમે ખુશી થયાં?

વેવાણ—બાપા! આવડું મોસાળુ તો મેં મારા જનમમાં જોયું નથી! આ તો તમે આડો આક વાલી નાખ્યો. (સૌને પેહેરામણી આપેછે) આવો, હવે આપણે સર્વે મલીને એક ખુશાલીનું ગીત ગાઈ, છુટાં પડીએ.

(ગરબી.)

[જીવો વોકટોરીઆ તું રાણી—એ રાહ.]

ખેલ ખલાસ કીધો અમે સારો,
નરસીંહ મેહેતાના સુભ વીચારો— ખેલ૦
માહમેરામાં હુંડી સમાવી,
તીરથવાસી સંઘ ધારોરે— ખેલ૦
સાધુ બાવાના સોંગ કાડીને,
લખમણગડના સુભ વીચારોરે— ખેલ૦
કરૂણા આવે એવી કુવરબાઈ,
ખુશાલી ભરેલો આ દહાડોરે— ખેલ૦
ખુશ ખુશાલી થઈ ઘેર સીધાવો,
ફરી જોવા દીલ ધારોરે— ખેલ૦
હાસ્ય કરૂણા રસે લહેરી,
જેવા તેવા છે ચીતારોરે— ખેલ૦

સમાપ્ત.